॥ श्री गणेशायनमः ॥

# महाश्वेता कादम्बरी.

## नाटकनां गायनो.



--: રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :--


વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.


પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું ગ્રાંટરોડ બોમ્બે થીએટર-મુંબઇ.


રચનાર કવિ ચિત્રકાર. ફુલચંદ ઝવેરચંદ શાહ.

(મહાસતી અનસુયાના લેખક તથા સુકન્યા સાવિત્રીના મદદનીશ લેખક.)



શા. ખુબચંદ અમીચંદના ધી સુરત ઇ. પ્રી. પ્રેસમાં

પ્રભુશંકરનરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા સુરત.

આવૃત્તિ ૧૩ મી પ્રત ૫૦૦૦ ] [ સંવત [illegible] ને ૧ ૨૦

કિંમત ૦-૪-૦

श्री परमात्माने नमः

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।

यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

અત્યુત્તમ આ બાણુ કથા નો, સાર મહાસાગર છે
શ્રીહરિસુત' જેના ભાષાંતર કરનારા પણ નાગર છે
મણી, બાલ, ગોવર્ધન જેવા રત્ન ભર્યો રત્નાકર છે
શ્રીહરસુત, યાજ્ઞિક મનઃ સુખની ગરવી ગિરા સુધારકછે
જેવી ઉર્વી પ્રગટ્યાં ઉર રત્નો તે ભુમિ માંહી નિવાસ કરી
સંપુટની ત્રીપુટી કરવાની અંતરમાં અભિલાષ ધરી
ક્ષમાવંત શીલ શ્રી કુલ ભુષણ કરી પ્રાર્થના વ્હાલ ભરી
ચિત્રકાર અર્પે આ કૃતિ જનસેવા માંહી પ્રણામ કરી



# महाश्वेता-कादम्बरी नाटकनां पात्रो.

મહાશ્વેતા.......હંસરાજ ગંધર્વની પુત્રી.

તરલિકા.... ..તેની પ્રિય સખી

હંસરાજ.......ખંડાઓ ગંધર્વ રાજા.

ગૌરી.... .... ...તેની રાણી.

પુંડરીક... ....શ્વેતકેતુ મુનિનો કુમાર,

કપીંજલ.... ....તેનો મિત્ર.

કાદમ્બરી.... ....ચિત્રસેન ગંધર્વની પુત્રી, મહાશ્વેતા
ની બાલસખી.

મદલેખા<br>તમાલીકા } ....તેની પ્રિય સખીઓ.

કેયુરક.... ... ....કાદમ્બરીનો વીણાવાહક.

રોહિણી.... ... ...ચંદ્રની એક કળા.

ચંદ્ર.... .... .... રોહિણી પતિ.

કુબેર.... .... ..દેવતાઓનો કોષાધિકારી.

ઇર્ષ્યાનંદ<br>અસુયા } બીજાઓની ઇર્ષ્યા કરનાર બ્રાહ્મણ દંપતી

ભોજનાનંદ<br>નિગુંણાનંદ } તેની પાડોસમાં રહેનારા બ્રાહ્મણો

ચિત્રસેન.... .... તેની રાણી.

મદિરા.......ગંધર્વનો રાજાધિરાજ. કાદમ્બરીનો પિતા

પૂર્વ જન્મ અંશાવતારી પાત્રો.

ચંદ્રાપિડ .... .... ચંદ્ર.

વૈશંપાયન.... .... પુંડરિક.

પત્રલેખા—રોહિણી.

ઈંદ્રાયુદ્ધ અશ્વ—કપિંજલ.

તારાપીડ—ચંદ્રાપીડનો પતિ.

શુકનાશ—તારપીડનો પ્રધાન. વેશંમપાયનો પિતા.

જાબાલી—ત્રિકાળજ્ઞાની મહાત્મા.

## પુર્જનમ.

ચાંડાલકન્યા—પુંડરીકની માતા લક્ષ્મી

શુદ્રક—ચંદ્રાપીડ

શુકશાસ્ત્રગંજ વૈશંમપાયન.

એ શિવાય—વારાંગનાઓ, સિપાઈઓ, યોગિનીઓ વૈમાનીકો યક્ષો વિગેરે.



શ્રી ગણેશાયનમઃ

# महाश्वेता कादम्बरी.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

---

[ મંગળાચરણ—નાન્દી વિવેચન,

### અંક પહેલો.

પ્ર. ૧ લો—હેમકુટ પર્વતપર આવેલા અચ્છોદ સરોવર પાસેના મહેલમાં હંસરાજ ગંધર્વની પુત્રી મહાશ્વેતાનું સખીઓ સાથે આગમન, પોતાના મિત્ર કપિંજલ સાથે સ્નાન નિમિત્તે આવેલા મહાઋષી શ્વેતકેતુના કુમાર પુંડરીક કર્ણમાં ધારણ કરેલી કુસુમ મંજરીનો સુગંધ પ્રભાવ મહાશ્વેતા તથા પુંડરિકના પ્રેમનું પ્રથમ દિગ્દર્શન.

પ્ર. ૨ જો—વિરહ વેદના ભોગવતા પુંડરિકની મહાશ્વેતાને મળવાની યુક્તિ પ્રયુક્તિ, ચતુર સખીની ચતુરાઈ, કામવાસનાથી ઘેરાયલા પુંડરિકને કપિંજલનો સદુપદેશ, ખબર ઉપર પાણી.

પ્ર. ૩ જો—પુંડરિકના મોહપાશમાં પડેલી મોહિની મહાશ્વેતાની પ્રેમવેદના, નિજ ધર્મ બજાવતાં કપિંજલને મુખે પુંડરિકની દુઃખદાવસ્થાનું વર્ણન શ્રવણ કરતી ગુપ્ત રીતે મનથી માનેલા પતિ સાથે રતિ કેલી કરવાના નિશ્ચયથી પ્રયાણ.

પ્ર. ૪ થો—કામની છેલ્લી દશામાએ પહોંચેલા પુંડરિકની દુર્દશા. ચંદ્ર તથા પુંડરિકનો અરસપરસ શાપ સંભ્રમ, મહાશ્વેતાને લઈ કપિંજલના આવતાં પહેલાં પુંડરિકનું મરણ, કપિંજલનો વિલાપ પતિના સુખની આશાએ આવેલી મહાશ્વેતાની નીરાશા, રંગમાં ભંગ. પતિ સાથે બળી મરવાની તૈયારી કરતાં આકાશવાણીદ્વારા સાંત્વન. પુંડરિકના સખનું આકાશગમન.

પ્ર. ૫ મો—અભિસારિકા મહાશ્વેતાની શોધાશોધ, પતિ પાછળ પ્રાણ ત્યાગ કરવાને તત્પર થએલી મહાશ્વેતાને સાંત્વિતાનો બોધ, અખંડ શિયળવ્રત ધારણ કરી યોગિની રૂપે જીવન ગાળવાના નિશ્ચયથી મહાશ્વેતાનું તપ કરવા માટે ચાલી નીકળવું.

પ્ર ૬ ઠો—ચિત્રરથ ગંધર્વની પુત્રી કાદમ્બરીને વિહારવાટીકામાં સખીઓ સાથે વાર્તાવિનોદ, કુમારિકા તરીકે જીવન ગાળવાનું પસંદ કરનારી કદમ્બરીને સંસારમાં પતિના લાભ સમજાવવાનો સખીનો પ્રયત્ન.

પ્ર. ૭ મો—બીજાનું સુખ જોઇ મનમાં નિરંતર બળનાર અસુયા તથા ઇર્ષ્યાનંદ નામના બ્રાહ્મણ દંપતિના ઇર્ષ્યાળુ સ્વભાવનું દિગ્દર્શન, તેની પાડોશમાં રહેનાર ભોજનના ભોગી ભોજનાનંદ તથા ભોળાનું જોરૂપદુ કરનાર નિર્ગુણાનંદનો નિર્ગુણવાદ.

પ્ર. ૮ મો—પોતાના તપના પ્રભાવ વડે કરીને પુંડરિકના શબની પછળ કપિંજલનું સ્વદેહે ચંદ્ર લોકમાં આગમન, દેવતાઈ આયુધોનું પ્રાગટ્ય, વૈમાનિકના શાપથી ઇંદ્રાયુદ્ધ નામના અશ્વરૂપે કપિંજલનું પૃથ્વીપર પડવું.

## ૬ બાજો.

પ્ર. લો—૧ નિર્વાહાર્થે ઉજ્જયની તરફ જતાં બ્રાહ્મણો તથા સંત સાધુઓનું મંડળ.

પ્ર. ૨ જો શાપના દોષથી તારાપીડ રાજાને ત્યાં થએલા ચંદ્રના અવતાર ચંદ્રાપીડને યુવરાજ્યાભિષેક, પત્રલેખા નામક રોહિણીનું ઇંદ્રયુદ્ધ સાથે રાજસભામા આગમન ભિન્નાભિન્ન સ્વરૂપે ત્રિપુટીના સમાગમ.

પ્ર. ૩ જો—ચિત્રસેન ગંધર્વ તથા રાણી મદીરાનો કાદમ્બરી પરણાવાના દુરાગ્રહ, મહાશ્વેતા તરફથી સંદેશો લઇ આવેલી તરલીકાનો ઉપાલંભ.

પ્ર. ૪ થો—સૈન્ય સાથે દીગ્વીજય કરવા નીકળેલા યુવરાજ ચંદ્રાપીડનુ તથ મંત્રીપુત્ર વૈશમપાયનું અચ્છોદ સરોવર પસે પુનઃ આગમન, અલૈકિક ગાન શ્રવણ.

પ્ર ૫ મો— શંકરનું આરાધન કરતી મહાશ્વેતાને જોઇ ચંદ્રાપીડનુ આશ્ચર્ય ચકિત થવું. દુઃખી હૃદયને દીલાસો આપવાની તપસિદ્ધિ. રાજકુમારનું આતિથ્ય, નહીં પરણવાની પ્રતિજ્ઞાવાળી કાદમ્બરીને મનાવવા માટે મહાશ્વેતાની સાથે ચંદ્રાપીડનું ગંધર્વ નગર તરફ પ્રયાણ.

પ્ર. ૬ ઠો—ઇર્ષ્યાને લીધે આડોશી પાડોશીનો વિનાશક કરવા માટે અસુયા તથા ઇર્ષ્યાનંદનું અનુષ્ઠાન.

પ્ર. ૭ મો—યૌવનના મદમાં આવેલી કાદંબરી તરફ સખીઓનું અટ્ટહાસ્ય, મેના પોપટનો ઝગડો, ચંદ્રાપીડનું દર્શન થતાં મનમાં પીડા પામતી કાદંબરીનું પ્રેમ પાસમાં સપડાવવું. તાંબુલ સ્વીકાર.

પ્ર. ૮ મો—સૈન્યની છાવણીમાં ચંદ્રાપીડનું આગમન. પતાનો પત્ર વાંચી સૈન્યની લગામ વૈશમપાયનને સોંપી યુવરાજનું તુરત તુરત ઉજ્જયની તરફ ચાલી નીકળવું. પૂર્વ સંસ્કારથી પાછળ રહેલા વૈશંમપાયનો ચિત્તભ્રમ.

પ્ર. ૯ મો—મહારાજ તારાપીડ તથા વૃદ્ધ મંત્રી શુકનાશનનો ચંદ્રાપીડને પરણાવાનો વિચાર, વૈશંપાયન વિના સૈન્યને એકલું આવેલું જોઈ ચંદ્રાપીડ ઉપર દોષારોપ, મિત્ર વૈશંપાયનને તેડવા માટે ચંદ્રાપીડનું હેમકુટ તરફ પ્રયાણ.

પ્ર. ૧૦ મો—સાધ્વી મહાશ્વેતાનું શિયળ ભંગ કરવાના પ્રયત્ન માટે વૈશમપાયનને શુક જાતીમાં પડવાનો શ્રાપ, ચંદ્રાપીડ તથા મહાશ્વેતાનો પુનઃ મેળાપ, વૈશમપાયને શ્રાપ થવાના સમાચાર સાંભળતાં ચંદ્રાપીડનું હૃદય ફાટી જવું, કાદંબરી તથા પત્રલેખાનું કલ્પાંત, અશ્વરૂપે રહેલ કપિંજલનું મુળ સ્વરૂપ પામી આકાશ માર્ગે ચાલ્યા જવું.

# અંક ત્રીજો.

પ્ર. ૧ લો—જાબાલી મુનિના આશ્રમ પાસેથી રૂષિ કુમારોને શ્રાપના દોષથી શુક રૂપે પડેલા વૈશંપાયની પ્રાપ્તિ. પોપટના બચ્ચાનું પૂર્વ વૃતાંત જાણવા માટે ત્રિકાળજ્ઞાની મુની જાબાલી પ્રત્યે રૂષિ કુમારોનો પ્રશ્ન.

પ્ર. ૨ જો—પોતાના પાપ કર્મને લીધે અસદ્‌ગતિ પામેલા દંભ નું પ્રેત રૂપે અસુયાની પછાળ પડવું, યોગીનીઓનો સમાગમ. અસુયાનો પશ્ચાતાપ, વિધવા ધર્મ માર્ગ દર્શન.

પ્ર. ૩ જો—શુકજાતિમાં પડેલા વૈશંપાયનના ઉદ્ધાર માટે કપિંજલનો સ્તુત્ય પ્રયત્ન, પુત્રના પાપ કર્મથી ચાંડાલ કન્યારૂપે અવતરેલા ચંદ્રાપીડના સભાસ્થાન પ્રત્યે જવાની સુચના.

પ્ર. ૪ થો—શુદ્રકના સભાસ્થાનમાં ચાંડાલ કન્યા રૂપે લક્ષ્મીનું પોપટ જાતીમાં રહેલ વૈશંપાયન સાથે આગમન, શ્રી મુખે પોપટનું પૂર્વ વૃતાંત શ્રવણ કરતાં શૂદ્રકનું મુળ સ્વરૂપને પામી ચંદ્રલોકમાં જવું વૈશંપાયનના શ્રાપનો અંત.

પ્ર. ૫ મો—ચંદ્રાપીડનાં સ્થુળ દેહની સેવા-રક્ષા કરતી કાદંબરીને તથા પુંડરિકના દર્શનની આશામાં દિવસ નિર્ગમન કરતી સાધ્વી મહાશ્વેતાને પતિનો મેળાપ સતીઓના સતીત્વ પ્રભાવથી સત્ય પ્રેમનો વિજય આનંદોત્સવ. દેવતાઓના આશીર્વચન સાથે નાટકની પૂર્ણાહુતી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

८६५४

॥ श्री गणेशायनमः ॥

# महाश्वेता-कादम्बरी नाटकनां गायनो.

## મંગળાચરણ.

સુત્રધાર— ૧

શ્રી ગુણ ગણપતિ શુભ મતિ દાતા— શ્રી
હરો કુમતિ હરીહર સુખશાતા
શુભ મતિ દાતા— શ્રી
લંબોદરને લાગું પાય,
ગિરિજાસુત ગુણનિધિ ગણરાય;
સ્મરતાં સંકટ દૂર પળાય.
કરો સફળ કૃતિ શુભ મતિ-દાતા. શ્રી

બાળાઓ—વંદુ સરસ્વતી ભગવતી ભુવનેશ્વરી સરવેશ્વરી.(૨)
ભરતી કરી આરતી પ્રેમે પૂજું પરમેશ્વરી. શ્રી

નટી— } ૨
બાળાઓ— }

હાંરે પ્રેમ સાચો પ્રભુ તણું ધામ છે,
હાંરે સાચા પ્રેમીના બેલી શ્રીરામ છે;
બેલી શ્રીરામ છે.................હાંરે—

અથવા જે પ્રેમના પ્રવાહમાં તણાય છે,
નાવ તેનું ભાંગી ભચકાઈ ભૂકો થાય છે;
વાલમ વનિતાના વિશ્રામ છે,
વનિતાના વિશ્રામ છે.........હારે—
અંતર બંનેના અંતરમાં સમાય છે,
જેમ શુદ્ધ સાકર પય માંહી મળી જાય છે,
તે દંપતિનાં અમર નામ છે......હારે—

મહાશ્વેતા— ૩

આવે કયાંથી મધુરી મધુરી સુવાસ (૨)
પુષ્પ અપરિચિત પામ્યું કો વિકાસ,
રમિર સ્વર્ગ તણો નીકળી પ્રવાસે;
રહ્યો પ્રસરાવી સુગંધી ચોપાસે,
પામ્યું તન મન મારૂં અતિસે ઉલ્લાસ. આવે.

તરલિકા— ૪
તથા સખીઓ—

ઓ સાહેલીરે, (૨) સમજી કરીએ પ્રીત;
નથી સહેલીરે, (૨) અટપટી પ્રીતની રીત.
બોલો અનેક સુણી બીજાના,
તોલી તોળી બોલીએ;
સામાનું દીલ જોયા વિના,

નવ આપણું દીલ ખોલીએ;
અંતર સમાનું બાળી;
સરીએ ડગલું સંભાળી,
એક હાથે પડે કેમ તાળીરે...(૩) સમજી.

મહાશ્વેતા— ૫
તથા સખીઓ—

મંજરીએ મન્હું મોહ્યુંરે,
મનગમતા મહારાજ મર મનગમતા મહારાજ;
એ શું દીલડું અમ પ્રેર્યું રે.......મનગમતા
પુંડરિક—"શું આ પુષ્પ તમને બહુ ગમે છે?
મહાશ્વેતા—"મનને તો ગમતું ઘણું મુખથી કેમ મગાય,
વીણ પ્રીછયે વીણ પારખ્યે ઘટે માન મુનિરાય"
પુંડરિક—માગ્યે માન ઘટે નહિ જેવું જ્યાં દાતાર
સુખે સ્વીકારો પુષ્પ આ ધરો કર્ણ મોઝાર
સખીઓ—અતિ ઉદાર દીલ તમ જોયું રે....મનગમતા—

મહાશ્વેતા ૬
તથા સખીઓ—

અમે જઇશું, અમે જઈશું, હવે અમે જઈશું ઘેર
રસભીના તમે આવજો..........અમે—
આવી મંજરીઓ નીત્ય લાવજો,
પ્રેમે પરીમળ પ્રસરાવજો અમે જઈશું.

મુનિવર અમશું પ્રસંગ પાડી દર્શન દેજો દાડી દાડી
અમ સરખું કંઈ કાજ જરૂર તમે કહાવજો તમે
આવજો........અમે—

પુંડરિક— ૭

મળશે હવે કયાં મનહરણી, (૨)
ચતુરા એ ચંપકવરણી.......મળશે—
મારી કટાક્ષ ભેદ્યુ ઉર મારૂં,
ક્યારે થશે મુખ દર્શન તારૂં;
રામા રસીલી રસીક રમણી....મળશે—

મહાશ્વેતા— ૮

પ્રેમ બીજ રોપ્યું હૃદયે,
જીવન આધાર મારા....હાં હૈયાના હાર મારા,
પ્યારા પત્ર તારો ભળી,
ફુટયાં નવ પલ્લવ ડાળી;
ખીલી પુષ્પે તા હૃદવાળી, (૨) જીવન આધાર મારા.
મદન પડીને પૂંઠે
મીઠાં પ્રેમ પુષ્પો ચુંટે
મ્હારી ફુલવાડી લૂટે, (૨) જીવન આધાર મારા—

તરલીકા— ૯

અરે સખી ધીમે ધીમે ડગ ભર

ઉતાવળ આવડી આ શી........ઉતાવળ આવડી આ શી

મહાશ્વેતા—પ્રિય મુખ દર્શન પ્યાસી

તરલીકા—અરે સખી...............

મહાશ્વેતા—અંતર મારૂં મારે છે ઉછાળા (૨)

તરલીકા—ન હોય ઊછાળા યૌવન કેરા ચાળા;

મંજરીવાળા, લાલ લાજાળા,

પ્રીતમ તારા નહીં જાય નાસી........અરે.

મહાશ્વેતા— ૧૦

બોલો બોલોને અંતરના બેલી, નાથ વિનવું કરજોડી;

પિયુ જાશો ક્યાં અમને છોડી.

પ્રીતિ જન્મો જન્મ તણી તોડી........બોલો—

સાખી

હાથે આવી હંસલા, ઉડી ગયો આકાશ

જઇ બેઠો દૂર દેશમાં, હવે મળવાની શી આશ.

મર તદા મેં કુળ ની છોડી (૨) ૧મ સંગ મેં પ્રીતડી જોડી

ઉઠો ઉઠોને અંતરની કરીએ વાત;

રાત રહી થોડી..........બોલો બેલી

આકાશવાણી—

આહુસ નવકર શાણી
આત્મઘાતનું પાતક શીરતાણી
પુનઃ સમાગમ થાશે
શોક તજી દે વીધી વાકય જાણી.

મહાશ્વેતા— ૧૧

વિષય તજી ભજીશ વિષધારી
કરીશ જઇ પ્રસન્ન ત્રિપુરારી
જુઠી આ જગત તણી જંજાળ
ત્યાગી સૌ ભોગ કષ્ટકારી (૨) કરીશ—
સ્વાર્થી આ સંસારમાં દીઠો નહીં કાંઇ સાર
પૂર્વ પુણ્ય સંચય વિના નવ તરાય ભવપાર
શીયળવ્રત અખંડ તપધારી (૨) કરીશ—

કાદમ્બરીની સખીઓ ૧૨

અજબ બહાર શી બની—૨
જેની વીશાળ વીશ્વવાટીકા તણી
રચી રચના અદ્દભુત મુખે જાય ના ભણી—અજબ.
પંચરંગી ફુલડાં ઘણાં ખીલી રહ્યાં ચોપાસ
કઇક નવલ રંગે ભર્યાં કઇક ભર્યાં સુવાસ

રૂપ કંઇકનું નીહાળી જાય નયણા ઠરી
ગુણ કંઇકના લોભાવી લે છે હઈડાં હરી
ગુણવંતી ગુણ સુગંધીને વળી જો રૂપરંગ
પરખ્યા વીણ નવ પાડીએ પુષ્પની સંગ પ્રસંગ

સખીઓ— ૧૩

પતી વીના પ્રેમઘાના મનના પુરાય કયાંથી કોડ.
કહે સખા પુરાય કયાથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ—૨
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો
સૃષ્ટિમાંહ્યા સઘળે જઇ ભાળો
નાના મોટા જીવજંતુમા પણ એવી નથી ખોડ
રાખો પણ એવી નથી ખોડ—સરજનહારે
પતી ભજયે સહુ પાત ટળાં
અખંડ સુખડા રહેજો મળતાં
પતી વિના સાહેલી ભવમાં હરાય જીતી હોડ-સરજનહારે

નીર્ગુણાનંદ
ભોજનાનંદ ૧૪
હર્ષાનંદ

અમે ગેલાન ગેર ભઇ ગોલાના ગોર
તોએ પોશો ભરાવી પડવીએ મહોર
પેશો ભરાવી પડવીએ મહોર

ભાઇ પાણી મુકાવી પડાવીએ મરોર—અમે.

દીકરાનું દીધું દાહને પહોંચાડીએ

લોક એવા શ્લોક અમે નવા નવા કાઢીએ.

ઈર્ષ્યાનંદ—છો તમે વેદીઆ ઢોર—ર અન.

ચંદ્રનો કળાઓ— ૧૫

તાના દીમ તદીમ તદીમ તનનન

દીમ તદીમ તનોમ

તાના દીમ તનોમ

તદીમ તનોમ તદીન તનોમ તનોમ...તાના દીમ

દર દર દીમ તદીમ તનોમ

દર દર દીમ તદીન તનોમ

દીમ તનોમ તદીમ તનોમ તદીમ તનોમ તનોમ-તાના



# અંક ૨ જો.

સંતો— ૧૬

રામ ભજન રોકડ નાણું રે વેપારી સંતો
રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી કેરા ફેરામાં ફરીએ તોએ
નહીં તારૂં ઠામ કે ઠેકાણું....વેપારી સંતો રામ
બીજાની વાતો માંહી ડાહ્યો બહુ થાનો પણ
તારૂં પોતાનું તું ન જાણું રે વેપારી સંતો રામ
કાળની દાઢો વચ્ચે વિશ્વ ચવાતું રે
સૌ કો છે કાળનું ચવાણું રે વેપારી સંતો રામ

સખીઓ— ૧૭

જય થાઓ મહારાજાધિરાજ
અવિચળ રહો યુવરાજ
જાણો પ્રજા તણી ઉર દાઝ
કરો પ્રજા તણાં હિતકાજ જય.
થાઓ અખુટ સમૃદ્ધિના સ્વામી
રિદ્ધી સિદ્ધી પ્રણમે શીર નામી
ધન્ય ધન્ય દિન આજ જય.

પત્રલેખા— ૧૮

માલીકના બાળક સૌ, માલીક મોટા શ્રી જગનાથ ૨
કર્તા હર્તા સૃષ્ટીના સૌ બાજી એને હાથ–છે સહુ.

આયુનું બંધે આવી મળતું, ખાળ્યું નવ કોઈનાથી ખળતું
જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ છે સૌ. મા.
નહિ પીંડ આ પોતા તણો પોતાનું કાંઈ નવ જાણવું
સૌએ શુભા શુભ કર્મને પોતાતણું જ પ્રમાણવું. જગત.

કાદંબરી— ૧૯

સખી જઈ સંદેશો કહેજે
મમ સખીને ધીરજ દેજે રે સખી.

અસ્ત થતાં દિનકરને નલિની ઉદાસ મનમાં થાય
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતિ સુખને નવ ચ્હાય.
તજ્યું સખીએ દર્શન પરનરનું
હું કયમ નામ લઉં નરવરનું—જઈ
સમજ્યા વિણ સુખની આશામાં પામર જીવ તણાય
વિષય ભોગ આ લોક તણા સૌ અંતે નિરસ જણાય.
હસી પ્રથમ પરીણામે રોવું
એ વિષયે કયમ ચિત્ત પરોવું—જઈ

ચંદ્રપીડ— ૨૦

અત્યુત્તમ પદ મિત્રતણું આ સંસારે સમજાય
આ ભવનામાં અન્ય ઘણા જે સુખના સાથી થાય
માતા પિતા ભ્રાતા થકી વળી ગુપ્ત પ્રિયજન સ્વજનથી
જે ગુપ્તમાં પણ ગુપ્ત તે પણ ગુપ્ત મિત્ર થકી નથી
મિત્ર રતનથી આ ભવરણની સફળ સફર થઇ જાય

સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે
સદભાગ્ય વિણુ સન્મિત્રની પ્રાપ્તિ મહા મુશકેલ છે
શબ્દ લઘુ પણુ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય—સાંસુ.

મહાશ્વેતા— ૨૧

શ્રી ત્રીપુરારી સ્મરૂં સ્મરારિ
વિજય કીધો મહામદન મારી—શ્રી
ભભુત અંગ ભૂજંગ ધારી
જટા મધ્ય સોહે ગંગ સારી
અસુર મારી ભક્ત તારી,
દેવ તણાં દુઃખ નાંખ્યાં વિદારી—શ્રી.
ભોળા શંભુ તમ ચરણુ પાસ
ભક્તિ કરૂં ઉર આણી ઉલ્લાસ
પુર્ણ કરો પતિ દર્શન આશ
શુદ્ધ ભાવે કરૂં સ્તુતિ તમારી—શ્રી.

મહાશ્વેતા— ૨૨

રૂપે શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજોને—ટે
હાડ માંસ ને રૂધીર ભરેલું મઢયું ચામડે અંગ ૧
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ
ભરૂંસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે ભગવાન—

મહાશ્વેતા ૨૩

શું કહું કથની મારી રાજ શું કહું કથની મારી
હું તો દૈવના ત્રાસે હારી રાજ—શું કહું

ચરણી પાતિવ્રતિક મેં અર્પણ કીધું મન મારૂં,
પતિ તજી પરલોક સીધાવ્યા કરી જીવતર મમ ખારૂં-રાજ
ચંદન કાષ્ટની ચિતા રચાવી પતિ સહગમનની આશે
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ ઉડી ગયો આકાશે-રાજ
અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કફની ધારી
તજી જગત જંજાલ સર્વ હું પ્રીતે ભજુ ત્રીપુરારી-રાજ

ચંદ્રાપીડ— ૨૪

આહું તમ સાથ સદા
સતિ ભગવતિ તમ ચરણની સેવા
છોડું નવ સંગ કદા
દીલ મહીં લ્હાવ અનુપમ લેવા
આપ સમાગમ સુખકર લગે
શાન્તિ સુધારસ રેલું સદા દીલ
હૃદયે ડગ અડગ ભાવું ન ગમતું
પરમ પવિત્ર પ્રવિણ પ્રેમદા દીલ

સર્વ પડોશીઓ— ૨૫

અદેખાઓ દેખી આશા ખસીએરે
[illegible]
પોતે બળીને પાપી સામાને બાળતા
[illegible] ભળતા
[illegible]
નર્ક પડીને [illegible] પડતા
એવા [illegible] ફરીએરે સદા

સખીઓ— ૨૬

મોઘુ જો ીંયુ ગે ળે જાયરે

સાહેલ ર મોઘુ જોબનીયું એળે જાય

રૂડા વ ના વાય ા વાયરે........સહેલી

કાદમ્બ ' િધ વિધ ખેલે ખેલતા ગયું મુજ બચપણુ જેમ

માતા પીતાના લાડમાં જાશે યોવન તેમ

સખીઓ 'બેન હવે માતા પિતાનાં લાડ ન શોભે'

કાદમ્બરી—"ત્યારે ?"

સખીઓ—"હવે તો પતિનાં લાડ શોભે"

જોને અનંગ તારી પુંઠળ પુંઠળ ધાયરે

તમાલીકુ— ૨૭

અલી જોજે મનાતી ભોળી મેના

ભોળવશે તુજને પોપટજી મુખે મીઠું બોલી

અલી જોજે દેતી તું અંતર ખોલી........ભોળવશે

મદલેખા—પ્રેમી પોપટ દાઝ દીલની દીલમાંહી સમાવશે

રૂતુ વસંતે માનીને મદનરાજ મનાવશે

રસરાજની સરેલ જ્યાં રગ રગ મહી વ્યાપી જશે

જખ મારી મેના માનશે પણ ખોઇ પાયે લાગશે—અ૦

કાદમ્બરી— ૨૮

થઇ પ્રેમ વશ પાતળીયા (૨)

મારા મનના માલીક મળીઆરે......થઇ

પ્રીતે કરો મુખવાસ સજનવા રાજ હૃદયના વાસી

ચંદ્રાપીડ-પ્રેમના પ્રીત જ્યોત પ્રકાશી ( ૨)
કાદમ્બરી-મારા મનના મનોરથ ફળીઆરે.......થઈ
ચંદ્રાપીડ-ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને
જીવન સફળ થયું મારૂં
સર્વ—કરો શ્રી હરિ શુભ તમારૂં
કાદમ્બરી....મારા મનના માલીક મળીઆરે......થઈ

પત્રલેખા— ૨૯

ક્યાંઇ સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી આ જગમાં
ધુતારા જગમાં ઠગારા જગમાં
લાગે સ્વાર્થ સુધી પ્રીતિ મીઠી મીઠી આ જગમાં
દીઠું સહુ નીજ સ્વાર્થને રોતું
રોતાનાં આંસુડાં કોઈ ન લ્હોતું—સ્વાર્થ વિના
કહેણી મીસરી ખાંડ છે કહેણી તાતા લોક
કહેણી તેવી રહેણી છે એવા વિરલા લોક
ઔષધ માટે ફરે શેરી શેરી
દર્દ મટ્યું કે લાગે વૈદ્ય વેરી—સ્વાર્થ વિના

મદલેખા તથા તમાલિકા—૩૦

અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ
બોલ્યું વચન પ્રીતે પાળજો
આજ્ઞા પિતાની પાળી વ્હેલા પધારજો
દર્શ લાભ દઇ અમ નયનોને ઠારજો
તન મનના તાપ તમે ટાળજો રાજ....બોલ્યું

ચંદ્રાપીડ— ૩૧

હાં જઇ મળું આજે મિત્રને
પ્રાણ પ્યારા..........હાં જઇ
સુન્ય હૃદય આ મિત્ર વિનાનું
જેવું પુષ્પ સુવાસ વિનાનું
તુજ વિરહે હતભાગ્ય હું માનું
ભેટીશ ભગવતિ સુંદરીને—આજે મિત્રને
મનોહારિ મધુરીને મળાશે
મન માન્યો મહનોત્સવ થાશે
એક પંથ બે કાજ સધશે
ભેટીશ ભગવતિ સુંદરીને.......હાં જઇ

તરલિકા— ૩૨

જારે જારે જો નાદાન આ હેવાન ભુલી ભાન
બ્હેકી મુખે શું બકે છે આવું
જારે તારો જાન.......જારે

મહાશ્વેતા—અરે દુરાચારી થાશે માઠી વલે તારી
ફટફટ અવિચારી કર બંધ તું લવારી

વૈશંપાયન—માનો રસીલી માનો રંગીલી
માનો છબીલી ન થા હઠીલી ન થા હઠીલી
પ્યારી મારી દીલજાન



## અંક ૩ જો

ઋષિકુમારો—  ૬૩

મમ મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી
રહ્યો પ્રપંચ દાવો ખેલી, પણ હારીશ બાજી જીતેલી-મન
આવ્યો ત્યારે લાવીયો શું
સાથમાં શું લઇ જશે (૨)
ઠાલી હાથે આવીયો, ઠાલો થઇ પાછો જશે
જેની સંગે રહ્યો રંગરેલી, તે મુકશે તને હડશેલી
નહીં રહે નાણાંની થેલી, ઘરબાર ઘાટ હવેલી—મન

જાબાલી મુની—  ૩૪

અચ્યુતપ્રભુ પરમેશ્વર,
વીશ્વેશ્વર યોગેશ્વર શંકર........અચ્યુત
ભકતપતી ભગવંત શ્રીધર.......વીશ્વે—
પરાપૂર્ણ પરબ્રહ્મ પરાત્પર.

સર્વે—  ૬૫

જગમાંહી જેણે મન જીત્યું તેણે
જીત્યું સર્વ જણાય......આ જગ૦
સ્વર્ગ તણાં પણ અગણ્ય સુખડાં
તેને તુચ્છ જણાય........આ જગ૦
વિષય માંહિ મદમસ્ત બની માતંગ જુઓ સપડાય
મધુર નાદના નાદ થકી મૃગ પારધ હાથે હણાય—આ
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય

રહે જળમાં પણ રસના સ્વાદે મીન તણો જીવ જાય-આ
કઠણ કાષ્ટ છેદી નીસરે પણ કમળ નહીં છેદાય
પરાગ બાંધે મસ્ત બની અહી પુતળી મહીં મુંઝાય-આ

તરસીકા — ૩૬

હીરા હાથે ગુમાવ્યો ગુમાનમાં
મળી માનુષ મનાયો હેવાનમાં
ખોયું જીવન હાર્યો ને અભીમાનમાં
ખોયું ચિત્ત ના પ્રભુનાં ગુણગાનમાં
લીધી કમાઈ ન એક પુણ્યદાનમાં
કર્યું કાંઈ ના લે' કેહના કલ્યાણમાં
પડી સુવો દુષ્ટ વાસનાની ખાણમાં
જેમ છાણનો કીડો મરે છે છાણમાં—હીરા

યોગીનીઓ— ૩૭

હમારી લાજ તમારે હાથ આ નાથ નીભાવજોરે....હમારી
સદગુણ જ્ઞાન સુબુદ્ધ આપો
સતચિત આનંદ ઉરમાં સ્થાપો
અગમ નીગમનાં માર્ગ સુગમ બતલાવજોરે....હમારી
ભક્તિ થકી બવબંધન તુટે કમલે કમલે આયુષ્ય ખુટે
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે....હમારી લાજ

લલમી— ૩૮

રામ ભજ તું પ્રાણીયા,
તારા ભજની બાવટ બાગશે (૨)

તારા દેહનું સાર્થક થશે...રામ
"ઓહો રામ સીતારામ"
પખીડા તું જો વિચારી
કર્મ તારા લે સભરી
વાસના નહીં રાખુ રે , રૈવ નર્કે નાંખશે—રામ
મૂઢ તેં મતિ વિચારી
મતિ તેવી ગતિ તારી
ઉંજે સંભાળો તારી કંચનની કાયા થશે—રામ

કંપજિલ ૩૯
કોઇ મન ઘેલા કોઇ ધન ઘેલા
કોઇ મસ્ત બનેલા અભિમાને
કોઇ ધાન ભૂખ્યા કોઇ માન ભૂખ્યા
કોઇ મૂર્ખ રહ્યા કાચા કાને
કોઇ યશના કામ કરે હાથે (૨)
કોઇ અપયશ કામ વહે માથે (૨)
કોઇ સુખદુઃખ બે સરખા માને
કોઇ ચઢયા સમયના પાટાને

કંચનીઓ— ૪૦
ગરેગમપમગરેગસારેરેસાનીસા—(૨)
ગરેગમપરેરે
પપપમપનીધપમધમગરપપસાગ પ-પ મ
સારેનીસાનીસા - ગરે
સાપમપપધપમમ

સાપમપપપધપમ ।સાનીધપમગરે
પપપ (૨ ગ-પ-મ
સારેનીસાનીસા-ગરે

ાગજ ૪૧

દિવ્ય લોકથી ભ્રષ્ટ થઈને
મૃત્યુ લોકમાં જઇ ચઢીયો
કામવાસનાનું ફળ પામી
શુક જાતીમાં હું પડીયો

ાક્ષ્સી-- ૪૨

કંઈ પૂર્વના સંયોગથી, આવી સહુ ભેગું મળે
ઋણાનુબંધ પુરો થયે સૌ સૌ તણા પંથે પળે
મમ પુત્ર કેરા પાપથી, ચંડાલ પેટે અવતરી
જાઉં હવે મુની પાસ હું રૂપ પૂર્વનું મ્હારૂ ધરી—કંઈ

દબરી— ૪૩

પીંજરૂં પડયું શુનું મારૂં (૨)
પ્યારા પંખીડાં વિના...પંખીડા વિના....પીંજરૂં—
ાઓ—સુંદર શરીર જણાય કાન્તનું પ્રથમ હતું જેવું
વિકસિત કમલ સમાન નાથનું મૂખારવિંદ તેવું
મરી—પ્યારા પંખીડા વિના—
ાની—સહજ ઢળેલાં નેત્ર લલાટની કાન્તિ પણ [illegible]
ગુંછળાંવાળાં કેશ આકૃતી પ્રથમ હતી તેવી
પ્યારા પંખીડા વિના—

**કાદંબરી** ૪૪

જાગો જાગો જીવન પ્રાણ
નિદ્રા ત્યાગો ચતુર સુજાણ
લહેરીયામાં ડુબકા ખાતું
આવી પહોંચ્યું તીરે વ્હાણ
દુઃખના વાદળ વીખરાયા વહાલા
ભાગ્યનો ઉગ્યો ભાણ
આજે મારે ભાગ્યનો ઉગ્યો ભાણ

**સર્વ—** ૪૫

શુદ્ધ પ્રેમ તણો થયો વિજય વિજય
પ્રીતે પામ્યા ઇષ્ટ પદ અભય અભય
સત્કર્મો કરી કીર્તિ વધારે
તાત શ્વસુરના કુળને તારે
જગમાં ઉચરાય જય જય જય જય
તેનો જગમાં ઉચરાય જય જય જય

